# સુધરેલાનો સંતાપ અને
## દેશનની ફજેતી.



કીમત ૦-૨-૬

વાપરો !        વાપરો !

# ખુશબોદાર ધુપેલ




આ તેલથી માથાના દુખાવાને નરમ પાડે છે અને મગજને શાન્તી આપી મગજ શકતીને વધારે છે અને વાળ ન ના હોય અને ન વધતા હોય તો વધારી નરમ અને સુંવાળા બનાવે છે. અમારૂં આંબળાનું તેલ વાપરી ખાત્રી કરો જરૂર એક વખત ખરીદી ખાત્રી કરવા ખાસ ભલામણ છે.

શાહ નાહનચંદ છગનલાલ,

ઠે. લેનવાલા બીલ્ડીંગ સ્ટેશન સામે સુરત.



# સુધરેલાનો સંતાપ

—અને—

## ફેશનની ફજેતી.

ભાગ ૧ લો.




સંગ્રહ કરી છપાવનાર,

**નાહનચંદ છગનલાલ શાહ,**

તાસવાલા બીલ્ડીંગ સ્ટેશન—સુરત.



સંવત ૧૯૭૯ સને ૧૯૨૩

પ્રત ૫૦૦૦ આવૃતી ૩ જી.

સુરત, બરાનપુરી ભાગોળ ભાજીવાળી પોળમાં આવેલા શ્રી "અંબીકા વીજય" પ્રીન્ટીંગ પ્રેસમાં હરગોવનદાસ હરકીશનદાસે છાપ્યું.


**કીંમત ૦—૧—૬**

ઘરે વાસણુ બધાં માંજુ, રસોઇ હાથથી રાંધુ
કરે ભોજન પછી પત્ની, અમારી આમ બાબત છે
કરી પત્ની તણી સેવા, હશે તો નોકરી જાવું
પુરાં પરતંત્ર ત્યાં થાવું, અમારી આમ બાબત છે
બધા આ કષ્ટને લીધે, દુઃખી મમ જીંદગી થાતી
ખમું મરવું અરે એથી અમારી આમ બાબત છે.
મઝા મુંબઇ તણી જોતાં, બધાં ફેશન મહીં પડતા
પછી પસ્તાઇને રડતા, અમારી આમ બાબત છે
પગાર પચીસ તો આવે, પ્રીયા પાંત્રીસ ખરચાવે
દયા દિલમાં નહિ લાવે, અમારી આમ બાબત છે
બતાવે દમ ઘણો નારી, ચલાવે છે હુકમ શાણી
ફરે નીત્ય બાગમાં રાણી, અમારી આમ બાબત છે
મંગાવે અવ નવી ચીજો, અમારે લાવવી ક્યાંથી
નથી પેહાસ કંઇ જોતી, અમારી આમ બાબત છે
ઘરેણાં નવનવા માંગે, વખત પર હાડકાં ભાંગે
અરે શું કામ પરણ્યાતા, અમારી આમ બાબત છે
કલહ નીત્ય નવનવું થાયે, રહું હું ઘેર જ્યાં સુધી
કરે ઠણુકા ખરા ખોટા, અમારિ આમ બાબત છે
પથારીમાં પડી રહેતી, મીઠાઇ મોજથી ખાતી
દુઃખી મમ જીંદગી થાતી, અમારી આમ બાબત છે

જરૂર નીત્ય બીલ વૈદોનાં, છતાં સાજી નથી થતી
ચલાવે ઢોંગ બહુ ખોટા, અમારી આમ બાબત છે
ખરીદી હાથથી કરતી, લગાવી નાન પર ગાલ
કહો બીલ ક્યાં થકી ભરવું અમારી આમ બાબત છે
પધારી પ્રેમથી કરતી....ઓલાની હાજરી ભરવી
નથી નવરાસ પણ પતિની, અમારી આમ બાબત છે
ગુમાવી દેશની મુડી....અહીં પરદેશમાં આવી
છતાં ખુશ ના થઇ નારી, અમારી આમ બાબત છે
હતી જ્યમ દેશની અંદર બધા એ કામ ત્યાં કરતી;
નથી અહીં હાથથી કરતી, અમારી આમ બાબત છે
પતિનું લોહી પીવાનું, તજી દેજો તમે એનો
સ્થિતી સ્વામી તણી જોતાં, ખોટાં શાને કરો હેલો.
પતિના દીલમાં વસીને, રહેજો હું કહું એનો
સુખે સૌ આપ કહું થાશે, જરૂર માનો તમે એનો

---

આયન ૩ જું.

## વાંઢાનો વિલાપ.

---

નારી વીના ઘેર તાળુ રે, સહાએ મારે નારી વીના ઘેર તાળુ
એ તો દીપક છતાં અંધારૂં રે. સહાયે મારે
જઇ કુવા પર બેસુ રૂપાળો સામાઓ દેખું

ગાયન ૪ થું.

## વામાનો સંદેશ.

—હરિગીત—

પ્રીતમ વસ્યા પરદેશમાં પત્ની નીસાસા નાંખતી
રસથી ભરેલાં પ્રેમ પાત્રો નિત નિત પાઠવતી
વ્હાલાં કહેલો વાયદો વીત્યો હવે ઝટ આવજો
પ્રિય પ્રેમ પ્યાસી પત્ની માટે નવીન વસ્તુ લાવજો
વાંચી પ્રિયાનો પત્ર ગૃહે જવાને તન મન તે થયો
પ્રેમાળ પત્ની કાજ પ્રેમ નીશાની લેવાને ગયો
હેત ખરીદ્યો હાર હીરાનો પ્રિયાને આપવા
કંકણુ લીધાં વળી હેમનાં રસ ઘેલીને રીઝાવવા
ઉમંગ ઝુલે ઝુલતો પતી આવી પોંચ્યો નિજ ગૃહે
કહો સ્વામી શું લાવ્યા બતાવો કામની પિયુને કહે
પેટી ઉઘાડી સ્વામીએ તે ભેટ પ્રીતે આપવા
સૌંદર્યને ખીલાવવા રામા રસીલી રીઝવવા
જોઇ બધું આ હેમનું મનમાં અતિ મુઝાય છે
નીરખી નવાં આ ભુષણો દીલમાં કંઇ કંઇ થાય છે
ઘડી પળે તે સ્તબ્ધ થઇ આંસુ હવે તે પાડતી
બોલ્યા વીના રામા વળી નીસાસાને ઘે ચાલતી
ઝંખો પડયો સ્વામી બીચારો પ્રેમલ ઝુંડળ ગયો

માને મનાવી માનુની ત્યારે ઘણો રાજી થયો
બોલ્યો કહો પ્યારી તમો શીસાઇ શું ચાલ્યા ગયાં
શું હેતને ઓછું કરી દીલથી તમો ન્યારાં થયાં
સ્વામી તણાં વચનો સુણી વામા ઘણી હરખાય છે
પ્યારા મને સાડી તણું દીલમાં બહુ મન થાય છે
મોજાં અને છત્રી મને પ્યારા તમે લાવી દીઓ
રાજી કરી વ્હાલાં મને, દીલ આપનું અર્પી દીઓ
પુછ્યું મળે છે ક્યાં કહો એ સર્વ ચીજો આપની
હું હાલ લાવું હું લલીતા પ્રેમ બુધ્ધિ રાખની
કુમળાં બધી ચીજો હવે તુજ ચર્ણમાં લાવી દઉં
આ પ્રેમની દોરી બધી તુજ કંઠમાં અર્પી દઉં
રઢીઆળું મુંબઇ શહેર જે ગુજરાતમાં મશહુર છે
થોડા વખતમાં સ્વામી ત્યાં જાવાતણું બસ કામ છે
એ શહેરમાં ચીજો તણી દુકાન તો મશહુર છે
ત્યાં જરૂર મળશે જાઓ ચીજો આ બધી પ્રખ્યાત છે
સમજ્યો બધી ચીજો હવે એ શહેરમેં જોવું ખરૂં
હું રાતના વાળુ કરી એ શહેરમાં નીકળી પડું
કહું છું નમીને હું હવે કે સ્ત્રી આ માથે પડી
બહેતર હવે તો એજ કે વિષ ખાઇને જાવું મરી
ગોરધન કહે વનવી તમોને હાંશથી સત્કારજો
પીવું પતીનું લોહી તે તમ દીલથી ધીક્કારજો

ગાયન ૫ મું.

## પરણેલાનો પસ્તાવો.

હતો કુંવારો આજ લગી હું પરણ્યાનું દીલ થાતું તું
પરણેલાને નજરે જોતાં હૈડું તો હરખાતું તું. ૧
ઘર હુકાનો વેચી દઈને રૂપીઆ સો ભેળા કીધા
લાડીજીને હોંશે મળવા થોડા કંઇ કરજે લીધા. ૨
બેરી પરણ્યા શુભ લગનથી કોડ કર્યા સરવે પુરા
સુખ સમજું હોળીમાં હોમ્યું ઇજજતના કીધા ચુરા ૩
પ્રથમ આણું શાણી રાણી લાજ મહિં લચકાવાંતાં
સાથે ફરવાનું હું કહેતો ઇજજતમાં અચકાવાંતાં ૪
વચનો વદતાં ધીરે ધીરે બોલી લાગે બહુ સારી
મેં જાણ્યું જે કામ થયું છે સદગુણી પારયો નારી. ૫
પછી પધાર્યો બીજે આણું સ્વાદ સહુ બદલાયો છે
બકરી જેને હું ગણુતો તે વાઘ થઇને આવ્યો છે. ૬
બે ત્રણ દીવસ થયા એટલે મકાનમાં ખામી કાઢી
આ ઘરમાં હું નહી રહેવાની કહીને રીસાયાં લાડી ૭
હુકમને મેં માનજ આપ્યું ઘર બીજું ભાડે લીધું
દાગીના માટે વાલીએ આમંત્રણ બીજું દીધું ૮
માટીશ મળતાં હું ગભરાયો તે પણ હિંમત મેં રાખી
શું શું જોઇએ તે મનવાના મૂખેથી દયોને ભાખી ૯

ઝાંઝર જોડી મારે જોઇએ એરીંગની જોડી લાવો
લોકેટ ગીનીના સોનાનું લઈ વા'લા વેલા આવો ૧૦
બંગડીઓની જોડી લાવો સાચા મોતીની સ્વામી
સાડી કસબી લાવો જેવી પહેરે છે મારી મામી ૧૧
ધુર્ત તડાકો મેતો કીધો પાઇ નથી પાસે મારી
સઘળું વેચ્યું દેવું કીધું ત્યારે પરણ્યો છું નારી ૧૨
સુણતાં વા'લી પીલાં પડીયાં તરત વાડુકો કીધો
પરણી વમને તેમાં કહોને મેં શું કંઇ ગુન્હો કીધો ૧૩
મેં માંગ્યું તે મારે જોઇએ તેમાં કંઇએ નહિ ચાલે
થઇ ભીખારી ફેરી નારી તે તો આ હુંડે સાલે ૧૪
ઘાટી રીખું ઘણીએ નહિ ચાલે મનમાં લેજો વિચારી
રસોઇ હાથે રાંધુ છું તે માટે સમજો છું સારી ૧૫
સૃષ્ટી આખી સુધરી તોએ આપ રહ્યા હમબગ જેવા
દાબ થઇ માટે સિધાવો આદુ ને મરચાં લેવા ૧૬
ઘાટી માફક ગણવા લાગી ઓર્ડરથી અકળાવે છે
નવા નવા ખુસ ઉઠાવી આંતરડી કકળાવે છે ૧૭
ધુર્ત રોકડો જવાબ દે છે કદી જરા હું ગુસ્સે થઉં
વેરી સોરી ઓ માય ડરબંડ આઈ એમ ગોઇંગ
ડિયર નાઉ ૧૮

ગાયન ૧૯ મું. ૧૦૧૬૪

## વિષયમાં મસ્ત રહેનારી વામા.

ફેશન અપ-ટુ-ડેટ બનાવી, ઠમકઠમ કરતી જાએ છે
ઝીણા વસ્ત્રે અંગ સજીને, ફેશનમાં બહુ મહાલે છે
શરમ બોધ વિચારજ કરતાં વેશ્યા સરખી લાગે છે
ચાર આંગળની ચોરી વીનાજ, બાગ સહુ દેખાયે છે
બુટ ચઢાવી ફુલ ફેશનમાં, ચપળા જુઓ જાએ છે
અબે ગાડીવાળા આજે, ગાડી તું મોડી લાવ્યો
ટાઈમ તણું ઉલંઘન કરીને, ગાડી કેમ મોડી લાવ્યો
ગાડીવાળો કહે નમીને, આજ મને મોડુંજ થયું
વિચાર હતો વેલાના તે પણ વચમાં કૌતક એક થયું
ઠીક હવેથી તુમને કહું છું, ટાઈમ નહિ મોટા કરતો
ચોપાટીની ઉપર આજે, ગાડી તું જલદી લેતો
ગાડીવાળો કહે નમીને ભુલ થઈ આજે મારી
ગાડી મારી જુઓ આજે જાએ છે કેવી વેલી
જલદી લેને કહી ચપળા ગાડીમાં આવી બેઠી
ઉભો હતો હું ઘણો દુર પણ નજર ગઈ મારી પેલી
ચોપાટી આવતામાં ચપળા ગાડીમાંથી હેઠી ગઈ
અમુક વખતે લખીશ સજ્જનો, પાછળ શી હકીકત થઈ

ગાયન ૭ મું.

## વિષયમાં અંધ બનેલા સ્વામીને તેની સ્ત્રીએ દીધેલો બોધ.

---

### રાગ કવ્વાલી.

રંડી આશક બની સ્વામી મજા કેવી તમે જોઇ
કરી મમ જાતની ખ્વારી, વળી મીલકત બધી ખોઇ
હતી તમ બાપની લક્ષ્મી કરી દીધી બધી પાણી
થઇ ઉમ્મર ઘણી મોટી કમાયા ના છતાં કોડી
જોઇ હું કાંઇકના પતીઓ ખરે સ્વામીજ બેઠી છું
હજી તમ સુધરો સ્વામી વખત કહું ના વહી ગયો છે
સુધારવાને કહું સ્વામી વખત બાકી ઘણો રહ્યો છે
રંડીનો સંગ ત્યાગીને પતિ મમ પ્રેમથી રહેજો
પડે જો દુઃખ કોઇ તો પછી સુજને તમે કહેજો
રંડીનો સંગ કરવાથી થાએ છે લોકમાં હાંસી
વધુમાં જાનની ખ્વારી સ્વામી કહું છું ઘણી થાતી
અરે એ વાત બાજુએ મુકો છું જો કહી પ્યારા
ઘણું કહું દુઃખ તો થાશે કહું છું આપને વ્હાલી
તમારી પાસ આ દાસી ઉભી છે હાથ જોડીને
છતાં કહું આપને સ્વામી રખડવા મન કેમ થાતી
રંડીઓ ના કદી કોઇની કહું છું ના જરા થાતી

હાલી લોકો તણું નાણું ચમનમાં તે ઘણી રહેતી
દીઓ પૈસા તમે પ્યારા તહાં તે આપની થાએ
ખીસ્સા ખાલી જહાં દેખે બીજાની તે જરૂર થાએ
આવી રીતે કહું પ્યારા...રંડીની જાત છે નીચી
છતાં કહું આપ ત્યાં પ્યારા જાઓ શું આંખને મીચી
ઈશ્કમાં પડતાં પહેલાં....મજા તેની ઘણી જુઓ
થાએ જયાં જાનની ખ્વારી મુકી બહુ પોક તમ રૂઓ
માટે કહું કરગરી પ્યારા તમે તે છંદને છાંડો
ચટકા જો ઈશ્કનો હોએ હવે પ્યારા તમે છોડો
કહું હું કરગરી સ્વામી પ્રીતી મમથી તમે જોડો
પહેલાં ફંદને છોડી...પ્રભુને હાથ બે જોડો

---

આયન ૮ મું

## ફેશનની ફીશાવારી

---

### રાગ ગઝલ—કવ્વાલી.

અરે સજ્જન શાણુઆ, ગરજ કંઈ ઉર ધારોને
બન્યો છે શોખ દુનીઆમાં, હવે તેને સુધારોને
પહેરી ફેન્સી ચોળી....જતી ઓરત ભુલેશ્વરમાં
પછી તે ક્યાં ફ્રો જાતી અરે તે જાણતો ઈશ્વર

અહા શું તેહની સાડી, અતી બારીક મેં ભાળી
શોભામાં શું વધારો છે કર મહીં બંગડી કાળી
સુકોમળ અંગમાં એના, સુવાસીક અત્તરો રહે છે
ખરેખર દેખતાં સજ્જન, સહુતો નાયકા કહે છે
વીસાર્યા દાંત હાથીના, ચડાવ્યા કાચ કંઈ રીતે
જુના ધારા વીસારીને, નવા ધારા ગ્રહ્યા પ્રીતે
અરે તે બંગડી માટે... બીજને હસ્ત આપે છે
વીસારી છેક લજ્જાને, બધી મર્યાદ લોપે છે.
ધરી છે હાથમાં છત્રી પહેર્યા બુટ એડીના
સુગંધી તેલ ચોળીને, છટાથી કેશ ઓળીને
ચઢાવ્યા આંખ પર ચશ્મા, સુશોભિત વસ્ત્ર પેહેરીને
અરે મમ પ્યારા બંધુઓ. સુધારાને વધારીને
અતિસય છુટ આપીને, ચડાવી છેક લાડીને
જુઓ અસલ તણી રીતી, વીચારા ધર્મ ને નીતી
કરો કંઈ કામ ભક્તીનાં, હૃદયમાં રાખોને પ્રીતી
કહે ગોરધન સુણો પ્યારા, હૃદયને લાગશે ખારા
હઠવવા આ કુધારાને, વચન આ માનજો મારા

---

ગાયન ૯ મું

## સ્ત્રીનો બોધ સુણીને તેના પતિયે કરેલો પસ્તાવો

રાગ કવ્વાલી

અરે કીસ્મત અરે કીસ્મત અહીં હે ક્રૂર તું મારા

કર્યો છે હાય દુઃખીઆરો, ભુલ્યાને રાહ બતલાવો
હતી કીર્તિ ઘણી સારી....અત્યારે શું સ્થીતી મારી
નિહાળો જગત મોરારી, ભુલ્યાને રાહ બતલાવો
હતાં સુખ વૈભવો કેવાં, ખરેખર ઇંદ્રના જેવાં
દીધું મેં સર્વ એ ટાળી, ભુલ્યાને રાહ બતલાવો
હતી મોટર ઘણી સારી, હૃદયને લાગતી પ્યારી
પડ્યું છે દુઃખ બહુ ભારી, ભુલ્યાને રાહ બતલાવો
સુકોમળ તો વદન મારૂં, સુકાતું કષ્ટને લીધે
વીધીના ખેલ છે ન્યારા, ભુલ્યાને રાહ બતલાવો
સરે મુજ મુખથી શબ્દે, નીકળતા બહાર તે પહેલા
ઉઠાવી સેવકો લેતા, ભુલ્યાને રાહ બતલાવો
જતો મમ મીત્રની પાસે, મને બહુ માન ત્યાં મળતું
થતી ત્યાં સ્નેહની વાતો ભુલ્યાને રાહ બતલાવો
હવે તો મીત્ર સહુ મારા, મને તો કાળ સમ ભાસે
રહી નહિ પાઈ પણ પાસે, ભુલ્યાને રાહ બતલાવો
ઘણી ભારી હતી મારી, મનોહર બીલડીંગો સારી
થઈ હાય દુઃખીઆરી, ભુલ્યાને રાહ બતલાવો
હતાં વસ્ત્રો ઘણાં સારા, જીવન ને લાગતા પ્યારા
પડયાં છે તેહ વીણ ફોરાં, ભુલ્યાને રાહ બતલાવો
સુકોમળ બાળકો માહરાં, દુઃખી છે અન્નના લીધે

નજરથી તે ન જોવાતુ, ભુલ્યાને રાહ બતલાવો
સ્પેશીઅલ ચાહ અને કોફી તણું બંધાણુ બહુ મારે
હવે તો તેહ વીણુ ચાલે ભુલ્યાને રાહ બતલાવો
અરે ઓ દીલની સારા, કરગરી હું તને કહું છું
ક્ષમા કર અવગુણો સારા, ભુલ્યાને રાહ બતલાવો
દીસે તુ દેવના સરખી, છતાં હું ઈશ્કમાં પડીઓ
કર્યો વિચાર ના વ્હાલી ભુલ્યાને રાહ બતલાવો
સુણ્યાં ના બોધના વચનો, ઈશ્કનાં પાસમાં રહીને
થયો હેરાન હું ભારી, ભુલ્યાને રાહ બતલાવો
તને હું કરગરી કહું છું, ક્ષમા તું આપને વ્હાલી
નઠારા કૃત્યો ભુલીજા ભુલ્યાને રાહ બતલાવો
નહિ હું આજથી પ્યારી જરા વાંકું નહિ ચાલુ
હવે તો રેહેમ રાખીને, ભુલ્યાને રાહ બતલાવો
અરે ઓ જગત મોરારી, તને પણ કરગરી કહું છું
માફી અવગુણની મારી ક્ષમા તુજ પાસથી લઉં છું



## ધી ઈન્દોર સોપ ફેકટરીના

### પેટન્ટ રજીસ્ટર્ડ મહેલ છાપના સાબુઓ વાપરી

### —ખાત્રી કરો.—

☞ સ્પેશીયલ બનાવટ ☜

પ્યોર સંજાય સોપ આઉંસ ૧૨-૧૦-૮
મહેલ છાપ બાર સોપ પીળા સાઠબારની પેટી.
ટાયર છાપ ડબલ સાઈઝ ૩૬ બારની પેટી.
પાણીમાં તરતો રત્નકુસ સાબુ સુગંધીથી ભરપુર એકજ
મહારાજા સોપ નાહવાને માટે પવીત્ર-ઉત્તમ-સાબુ.

વેચવાને માટે દરેક ઠેકાણે એજન્ટની જરૂર છે લખો યા મળો.

અમારે ત્યાં દરેક જાતના હલકા તથા ભારી બાર સોપ સીંગલ તથા ડબલ વા૦ નાહવાના સાબુ બને છે. ભાવના લીસ્ટ મંગાવી જુઓ.

હેડ ઓફીસઃ—

ગોલપીઠા મુંબઈ નં૦ ૪

બ્રાન્ચ—સુરત, મલ્હેરગંડી, ઈન્દોર મારકીટ અને વડોદરા.

